ભક્તિની કૃપાએ કરી ત્યારપછી આ બ્રાહ્મણ બીજા વાલ્મિકી જેવો કવિ થયો અને 'સત્યવ્રત' આ નામથી સર્વ લોકોમાં પ્રસિદ્ધ થયો. (૩૮)

**સારસ્વતં તતો બીજં જજાપ વિધિપર્વકમ્ ।**
**પંડિતશ્ચાતિ વિખ્યાતો દ્વિજોડ સૌ ધરણીતલે ॥૩૯॥**

આ સત્યવ્રત પંડિતે વિધિસહિત સરસ્વતીના બીજનો જપ કરવા માંડયો અને જેથી તે પૃથ્વીમાં અતિ પ્રખ્યાત થયો. (૩૯)

**તતચ્છ્રુત્વા સુદન્તં તસ્ય સમાગમ્ય તદાશ્રમે ।**
**યેનત્યકતઃ પુરાતેન ગૃહંનીતોડતિ માનિતઃ ॥૪૦॥**

ત્યારપછી તેના પિતાશ્રી કે જેણે તેનો ત્યાગ કર્યો હતો તેણે પુત્રની કીર્તિ સાંભળી જેથી તેના આશ્રમમાં આવી ઘણા માનથી પાછો પોતાને ઘેર તેડી ગયો. (૪૦)

**પ્રતિપર્વ સુ ગાયંતિ બ્રાહ્મણાં યદ્યઃ સદા ।**
**આખ્યાનંચાતિ વિસ્તીર્ણં સ્તુવંતિ મુનયઃ કિલ ॥૪૧॥**

આ સત્યવ્રતની કથાને બ્રાહ્મણો સદા પ્રત્યેક પર્વણીનાં ગાય છે તથા મુનિઓ પણ અતિ વિસ્તારવાળી આ કથાનો પાઠ કરે છે. (૪૧)

**તસ્માદ્રાજન્સદાસેવ્યા પૂજનીયા ચ ભક્તિતઃ ।**
**આદિશક્તિઃ પરાદેવી જગતાં કારણંહિસા ॥૪૨॥**

આથીજ જગતનાં કારણરૂપ એ આદિશક્તિ પરમ-દેવીનુંજ ભક્તિથી સદા સેવન અને પૂજન કરવું જોઈએ. (૪૨)

**સ્મૃતા સંપૂજિતા ભક્ત્યાધ્યાતા ચોચ્ચારિતાસ્તુતા ।**
**દદાતિ વાંછિતાનર્થાન્કામદા તેન કીર્ત્યતે ॥૪૩॥**

શક્તિનું ભક્તિપૂર્વક સ્મરણ, પૂજન, ધ્યાન, ઉચ્ચારણ અને સ્તુતિ કરવાથી વાંછિત સુખ આપે છે જેથી તે શક્તિ કામદા પણ કહેવાય છે. (૪૩)

ઇતિ શ્રી ભગવતી ભાગવતે મહાપુરાણે શક્તિકથાયાં
દ્વિતિયોઽધ્યાયઃ ॥૨॥



# अध्याय ३ जो

जनमेजय उवाच ॥

**મહિમાનં તથાંડબાયા વદ વિસ્તરતોમમ ।**
**શ્રુત્વાદેવ્યાશ્ચરિત્રં વૈકુર્વે મખમનુત્તમમ્ ॥૧॥**

જનમેજય કહે –"હે વ્યાસ! જગદંબાનો મહિમા વિસ્તારથી કહો કે જે ચરિત્ર સાંભળીને હું જગદંબાનું પૂજન કરૂં." (૧)

વ્યાસ ઉવાચ ॥

**કોશલેષુનૃપશ્રેષ્ઠઃ સૂર્યવંશ સમુદ્ભવઃ ।**
**પુષ્પપુત્રો મહાતેજા ધ્રુવસંધિરિતિસ્મૃતઃ ॥૨॥**
**ધર્માત્મા સત્ય સંધશ્ચ વર્ણાશ્રમ હિતેરતઃ ।**
**અયોધ્યાયાં સમૃદ્ધાયાં રાજ્યં ચક્રે શુચિવ્રતઃ ॥૩॥**

વ્યાસ કહે છે–"હે રાજા! પૂર્વે કોસલ દેશમાં પુષ્પનો દીકરો ધ્રુવસંધિ નામે મહા તેજસ્વી અને સૂર્યવંશી મોટો રાજા હતો. તે ધર્માત્મા, પ્રતિજ્ઞા પાળનાર, વર્ણ તથા આશ્રમોનું હિત કરવામાં તત્પર અને પવિત્ર નિયમવાળો અયોધ્યા નગરીમાં રાજ્ય કરતો હતો. (૨-૩)

**મનોરમા ધર્મપત્ની સુરુપાઽતિ વિચક્ષણા ।**
**લીલાવતી દ્વિતીયા ચ સાઽપિરૂપગુણાન્વિતા ॥૪॥**

તેને મનોરમા નામની મોટી રાણી સુંદર રૂપવંતી અને અત્યંત વિચક્ષણ હતી તેમ લીલાવતી નામની નાની રાણી પણ રૂપાળી અને ગુણવાળી હતી. (૪)

**તયોઃ સુદર્શનોજ્યેષ્ઠો લીલાવત્યાઃ સુતઃ શુભઃ ।**
**શત્રુજિત્સંજ્ઞકઃ કામંચાદુ વાકયો બભૂવહ ॥૫॥**

આ રાણીઓમાં મનોરમાનો પુત્ર સુદર્શન મોટો હતો અને લીલાવતીનો પુત્ર શત્રુજીત નાનો હતો. તે ઘણું મધુર બોલતો હતો. (૫)

**એવં ગચ્છતિ કાલેતુ ધ્રુવસંધિ નૃપોત્તમઃ ।**
**જગામ વન મધ્યેઽસૌ મૃગયાભિરતઃ સદા ॥૬॥**

આ પ્રમાણે કેટલોક સમય જતાં સર્વદા મૃગયા કરવામાં રૂચિવાળો ધ્રુવસંધિરાજા એક દિવસે વનમાં ગયો. (૬)

**ઉત્પપાત તતઃ સિંહો નૃપસ્યો પરિ દારુણઃ ।**
**સોઽપિ ક્રૂર નૈખાગ્રૈશ્ચનત્રાઽઽગત્ય વિદારિતઃ ॥૭॥**

ત્યાં એક સિંહ રાજા ઉપર તરાપ મારી અને નખોની તીક્ષ્ણ અણીઓથી તેને ફાડી નાખ્યો. (૭)

**પરલોક ગતં ભૂપં શ્રુત્વા તે મંત્રિસત્તમાઃ ।**
**સંસ્કારં કારયામાસુર્ગત્વા તત્ર વનાંતિકે ॥૮॥**

મંત્રીઓએ રાજાને પરલોકમાં ગયો સાંભળી વનમાં જઈ તેના દાહાદિક સંસ્કાર કરાવ્યા. (૮)

**પ્રજાઃ પ્રકૃતયશ્ચૈવ વસિષ્ઠશ્ચ મહામુનિઃ ।**

**સુદર્શનં નૃપંકર્તું મંત્ર ચક્રુઃ પરસ્પરમ્ ॥૯॥**

મોટાપુત્ર સુદર્શનને ગાદીએ બેસાડવા માટે પ્રજા, કારભારીઓ અને મહામુનિ વસિષ્ઠ વિચાર કરવા લાગ્યા. (૯)

**કૃતે મંત્રે મંત્રિ વૃદ્ધે યુધાજિન્નામ પાર્થિવઃ ।**

**તત્રાઽઽજગામ તરસા શ્રુત્વા તૂજ્જયિની પતિઃ ॥૧૦॥**

**મૃતં જામાતરં શ્રુત્વા લીલાવત્યાઃ પિતાતદા ।**

**તત્રાઽઽજગામ ત્વરિતો દૌહિત્રપ્રિય કામ્યયા ॥૧૧॥**

**વીરસેન સ્તથાઽઽયાતઃ સુદર્શન હિતેચ્છયા ।**

**કાલિંગાધિ પતિ શ્ચૈવ મનોરમા પિતા નૃપઃ ॥૧૨॥**

આ પ્રમાણે વૃદ્ધ મંત્રીઓ વિચાર કરતા હતા ત્યાં લીલાવતીનો પિતા ઉજ્જન પતિ યુધાજિત અને મનોરમાનો પિતા કલિંગપતિ વીરસેન બંને જણા પોતપોતાના દૌહિત્રને ગાદીએ બેસાડવા માટે આવી પહોંચ્યા. (૧૦-૧૧-૧૨)

**સંમર્દસ્તત્રસંજાતઃ કલહે સમુપસ્થિતે ।**

**યુધાજિ દ્વીરસેનશ્ચ યુદ્ધકામૌ બભૂવતુઃ ॥૧૩॥**

ગાદી માટે માંહોમાંહે કજીઓ ઉત્પન્ન થતાં ત્યાં ભારે ધમાલ થઇ રહી અને યુધાજિત તથા વીરસેન, એ બન્ને રાજાઓ યુદ્ધ કરવા સારૂ સજ્જ થયા. (૧૩)

**સંગ્રામે સંવૃતે તત્ર યુધાજિત્પૃથિવીપતિઃ ।**
**જઘાન વીરસેન તં બાણૈસ્તીવ્રૈઃ સુદારુણૈઃ ॥૧૪॥**

આ પ્રમાણે બન્ને વચ્ચે સંગ્રામ ચાલતાં યુધાજિત રાજાએ અત્યંત દારૂણ તીવ્ર બાણોથી વીરસેનને માર્યો. (૧૪)

**મનોરમા હતં શ્રુત્વાપિતરં રણમૂર્ધનિ ।**
**ભય ત્રસ્તાઽથ સંજાતા પિતુર્વૈર મનુસ્મરન્ ॥૧૫॥**

**હનિષ્યતિ યુધાજિદ્ધે પુત્રં મમ દુરાશયઃ ।**
**રાજ્ય લોભે ન પાપાત્મા સેતિ ચિંતા પરાઽભવત્ ।૧૬।**

પોતાના પિતાને યુદ્ધમાં મરણ પામેલા જાણતાં મનોરમા ભય પામવા લાગી અને તેણી ચિંતા કરવા લાગી કે, "પાપી અને ક્રૂર અંતઃકરણવાળો યુધાજિત મારા પિતાનું વૈર સાંભળીને રાજ્યના લોભથી મારા પુત્રને પણ મારી નાખશે." (૧૫-૧૬)

**ઇતિ સંચિત્ય સા બાલા વિદલ્લંચાતિ માનિનમ્ ।**
**સમાહૂય તમે કાંતે પ્રોવાચ બહુ દુઃખિતા ॥૧૭॥**

આમ વિચાર કરીને તેણે વિદલ્લ નામના મંત્રીને બોલાવી બહુ દુઃખથી જણાવ્યું કે, (૧૭)

**પિતામેનિહતઃ સંખ્યે પુત્રોઽયં બાલકસ્તથા ।**
**યુધાજિદ્બલવાન્રાજા કિંવિધેયં વદ સ્વમે ॥૧૮॥**

"મારા પિતા યુદ્ધમાં ખપી ગયા, આ પુત્ર બાળક છે અને સુધાજિત્ બલવાન રાજા છે તો હવે મારે શું કરવું તે કહો." (૧૮)

**તામુવાચ વિદલ્લોઽસૌના ત્રસ્થા નવ્યમેવચ ।**
**ગમિષ્યામો વને કામં વારણાસ્યાઃ પુનઃ કિલ ॥૧૯॥**

વિદલ્લે જણાવ્યું કે, "હવે અહીં રહેવું યોગ્ય નથી માટે આપણે કાશીના વનમાં જતાં રહીશું." (૧૯)

**ઇત્યુક્ત્વારથમારૂહ્ય સૈરંધ્રી સંયુતા તદા ।**
**વિદલ્લેન ચ સંયુક્તાનિઃ સૃતા નગરાદ્બહિઃ ॥૨૦॥**

આમ કહેવાથી મનોરમા પોતાની એક દાસી તથા વિદલ્લને સાથે લઇને રથમાં બેસી ગામ બહાર નીકળી. (૨૦)

**નિષાદૈર્લુંઠિતા તત્ર ગૃહીતં સકલં વસુ ।**
**રથંચાપિ ગૃહીત્વા તેનિર્ગતાદસ્યવઃ શઠાઃ ॥૨૧॥**

રસ્તામાં ભીલ્લ લોકોએ તેને લૂંટી લઇ સઘળું ધન લઇ લીધું. તેમજ એ નીચ ચોરોએ તેનો રથ પણ ભાગી નાખ્યો. (૨૧)

**રુદતી સુતમાદાય ચારુ વસ્ત્રા મનોરમા ।**
**નિર્યયૌજાહ્નવી તીરે સૈરંધ્રી કરલંબિતા ॥૨૨॥**

સુંદર વસ્ત્રોવાળી એ મનોરમા રોતી રોતી પોતાના પુત્રને લઇ દાસીનો હાથ ઝાલીને ગંગાજીના કાંઠાપર ગઇ. (૨૨)

**ભારદ્વાજાશ્રમં પ્રાપ્તા ત્વરયા ચ ભયાકુલા ।**
**સંવીક્ષ્ય તાપસાંસ્તત્ર સંજાતા નિર્ભયા તદા ॥૨૩॥**

ભય પામેલી આ મનોરમા તુરત તો ભારદ્વાજ નામના મુનિના આશ્રમમાં ગઈ અને ત્યાં મુનિઓને જોતાં તે નિર્ભય બની. (૨૩)

**મુનિના સતતઃ પૃષ્ટાકાઽસિકસ્ય પરિગ્રહઃ ।**
**કષ્ટેનાત્રકથં પ્રાપ્તા સત્યં બ્રૂહિ શુચિ સ્મિતે ॥૨૪॥**

ત્યાં મુનિએ તેને પૂછ્યું કે, 'હે દેવી! તું કોણ છે? કોની સ્ત્રી છે? અને કષ્ટ ભોગવીને તું અહીં કેમ આવી છે? તે સાચું બોલજે." (૨૪)

**એવં સા મુનિના પૃષ્ટાનોવાચવર વર્ણિની ।**
**રુદતી દુઃખ સંતપ્તા વિદલ્લં ચ સમાદિશત્ ॥૨૫॥**

મુનિએ આ પ્રમાણે પૂછતાં તે મનોરમા કંઈ બોલી નહિ પરંતુ દુઃખને લીધે રોતાં રોતાં તેણે વિદલ્લને ઉત્તર આપવાની આજ્ઞા કરી (૨૫)

**વિદલ્લસ્ત મુવાચેદં ધ્રુવસંધિર્નૃપોત્તમઃ ।**
**તસ્ય ભાર્યા ધર્મપત્ની નામ્નાચેયં મનોરમા ॥૨૬॥**
**સિંહેન નિહતો રાજા સૂર્યવંશી મહાબલઃ ।**
**પુત્રોઽયં નૃપતેસ્તસ્ય નામ્નાચૈવ સુદર્શનઃ ॥૨૭॥**

વિદલ્લે મુનિને કહ્યું કે, "ધ્રુવસંધી રાજાની આ

મહારાણી મનોરમા તથા તેનો પુત્ર સુદર્શન છે. રાજાને સિંહે મારી નાખ્યો છે. (૨૬-૨૭)

**સુધાજિદ્ ભય સંત્રસ્તા સંપ્રાપ્તા વિજને વને ।**
**ત્રાતા ભવ મહાભાગ ત્વમસ્યા મુનિસત્તમ ॥૨૮॥**

સુધાજિત રાજાના ભયથી તે વનમાં આવી છે માટે હે મહા ભાગ્યશાળી મહામુનિ ! આપ આની રક્ષા કરો." (૨૮)

ઋષિ ઉવાચ ॥

**નિર્ભયાવસ કલ્યાણિ પુત્રં પાલય સુવ્રતે ।**
**ન તે ભયં વિશાલાક્ષિ કર્તવ્યં શત્રુ સંભવમ્ ॥૨૯॥**

મુનિ બોલ્યા, "હે દેવી ! તું નિર્ભય થઈને રહે. અત્રે રહીને પુત્રનું પાલન કર. શત્રુની બ્હીક રાખીશ નહિ." (૨૯)

**ઇત્યુક્તા મુનિનારાજ્ઞી સ્વસ્થા સા સંબભૂવહ ।**
**ઉટજે મુનિના દત્તે વીત શોકા તદાઽવસત ॥૩૦॥**

આ પ્રમાણેનું મુનિનું વચન સાંભળીને મનોરમા શાંત થઈ અને મુનિએ આપેલ ઝુંપડીમાં શોકનો ત્યાગ કરીને રહેવા લાગી. (૩૦)

**સુધાજિદપિ દૌહિત્રં સ્થાપયિત્વા વિધાનતઃ ।**
**રાજ્યં ચ મંત્રિ સા કૃત્વા ચલિતઃ સ્વાંપુરીંપ્રતિ ॥૩૧॥**

સુધાજિત પણ વિધિ પ્રમાણે પોતાના દૌહિત્ર શત્રુજિતને ગાદીએ બેસાડી રાજ્યકારભાર મંત્રીઓને સોંપી પોતાના નગર તરફ જવા તૈયાર થયો. (૩૧)

શ્રુત્વા સુદર્શનં તત્ર મુનિનામાશ્રમે સ્થિતમ્ ।
હંતુ કામોજગામાऽऽશુચિત્રકૂટં સ પર્વતમ્ ॥૩૨॥

ત્યાં તેને સમાચાર મળ્યા કે સુદર્શન મુનિઓના આશ્રમમાં છે તેથી તેને મારવા માટે તે ચિત્રકૂટ પર્વત તરફ વળ્યો. (૩૨)

શ્રુત્વા મનોરમા તત્ર બભૂવાંતિ સુ દુઃખિતા ।
આગચ્છંતં બાલપુત્રા ભયાર્તા સૈન્ય સંયુતમ્ ॥૩૩॥

બાલક પુત્રની મા મનોરમા યુધાજિતને સૈન્ય સહિત આવતો જાણીને બહુ દુઃખ પામી અને ભયથી પીડાવા લાગી. (૩૩)

તમુવાચિત શોકાર્તા મુનિં સા શ્રુ વિલોચના ।
કિંકરોમિ કવ ગચ્છામિ યુધાજિત્ સમુપસ્થિતઃ ॥૩૪॥

અત્યંત શોક પામેલી મનોરમા કે જેની આંખમાં આંસુ પણ ભરાઇ ગયાં છે તેણે મુનિને કહ્યું કે, "યુધાજિત આવી પહોંચ્યો છે હવે હું શું કરૂં અને ક્યાં જાઉં ? (૩૪)

વૃથા તીર્થં વૃથા દાનં વૃથાऽધ્યયન મેવચ ।
લોભ મોહ વૃતાનાં વૈકૃતં તદકૃતં ભવેત્ ॥૩૫॥

લોભ અને મોહથી ઘેરાયેલાંઓનાં તીર્થ, દાન અને અધ્યયન વૃથા જાય છે તો પણ માણસો લોભ અને મોહને રાખ્યા કરે છે. (૩૫)

**તસ્માદેનં મહાભાગ વિસર્જય ગૃહંપ્રતિ ।**

**સ પુત્રાઽહંવસિષ્યામિ જાનકીવદ્દ્વિજોત્તમ ॥૩૬॥**

એટલા માટે હે મુનિ ! આ યુધાજિતને પાછો મોકલો ને હું તો જાનકી જેમ પોતાના પુત્રો સહિત વાલ્મીકીની પાસે રહ્યાં હતાં તેમ આપની પાસે રહીશ." (૩૬)

**ઈત્યુક્તોઽસૌ મુનિસ્તાવદ્દગત્વા યુધાજિતં નૃપમ્ ।**

**ઉવાચ વચનં રાજ્ઞે ભારદ્વાજઃ પ્રતાપવાન્ ॥૩૭॥**

**ગચ્છ રાજન્ યથાકામં સ્વપુરં નૃપસત્તમ ।**

**નેચ્છં મનોરમાઽભ્યેતિ બાલપુત્રા સુદુઃખિતા ॥૩૮॥**

આ પ્રમાણે મનોરમાએ કહ્યું જેથી મહા પ્રતાપવાન ભારદ્વાજ મુનિએ યુધાજિતની પાસે જઈને કહ્યું કે, "હે રાજા! આ દુઃખિત મનોરમા આપની સાથે નહિ આવે માટે તમે તમારા નગરમાં પાછા જાઓ." (૩૭-૩૮)

યુધાજિદુવાચ ॥

**મુનંમુંચ હઠં સૌમ્ય વિસર્જય મનોરમામ્ ।**

**નચયાસ્યામ્યહં મુક્ત્વાનેષ્યામ્યદ્ય બલાત્પુનઃ ॥૩૯॥**

યુધાજિત—"હે ભલા મુનિ! હઠ કરવી છોડી દો અને મનોરમાને આજ્ઞા આપો. હું મનોરમાને અહીં મુકીને જઈશ નહિ. છેવટે બળાત્કારથી પણ લઈ જઈશ." (૩૯)

ઋષિરુવાચ ॥

**નયસ્વયદિશક્તિસ્તે બલેનાદ્યમમાશ્રમાત્ ।**

**વિશ્વામિત્રો યથા ધેનું વસિષ્ઠસ્યમુનેઃ પુરા ॥૪૦॥**

મુનિ–"જો તારામાં શક્તિ હોય તો પૂર્વે વિશ્વામિત્ર જેમ વસિષ્ઠ મુનિની ગાય લઇ ગયા હતા તેમ બળાત્કારે મારા આશ્રમમાંથી મનોરમાને લઈ જા." (૪૦)

વ્યાસ ઉવાચ ॥

**તચ્છ્રુત્વા વચનં તસ્ય યુધાજિન્નૃપસત્તમઃ ।**
**પ્રણમ્યતં મુનિંમૂર્ધ્ના જગામ સ્વપુરં નૃપઃ ॥૪૧॥**

વ્યાસ–આ પ્રમાણેનું વચન સાંભળતાં યુધાજિત મુનિને મસ્તકથી પ્રણામ કરીને પોતાના નગરમાં પાછો ગયો. (૪૧)

**મનોરમાઽપિ સ્વસ્થાભૂદાશ્રમે તત્ર સંસ્થિતા ।**
**પાલયામાસ પુત્રં તં સુદર્શનમૃત વ્રતમ્ ॥૪૨॥**

મનોરમા પણ સ્વસ્થ થઇને આશ્રમમાં રહી અને સારા નિયમવાળા પોતાના પુત્ર સુદર્શનને પાળવા લાગી. (૪૨)

**એકસ્મિન્સમયે તત્ર વિદલ્લં સમુપાગતમ્ ।**
**ક્લીબેતિ મુનિ પુત્રસ્તમા મંત્રયત્ત દંતિકે ॥૪૩॥**

એક દિવસે સુદર્શન જ્યાં રમતો હતો ત્યાં રમતના સ્થળે વિદલ્લને આવતો જોઇને એક મુનિના પુત્રે 'હે ક્લીબ!' એમ હળવેથી બોલીને તેને સુદર્શનની પાસે બોલાવ્યો. (૪૩)

**સુદર્શનસ્તુ તચ્છ્રુત્વાદધારે કાક્ષરંસ્ફુટમ્ ।**
**અનુસ્વારાયુતં તચ્ચપ્રોવાચાતિ પુનઃ પુનઃ ॥૪૪॥**

મુનિનો પુત્ર જે બોલ્યો તેમાંથી 'ક્લીં' એ એક અક્ષર સ્ફુટ રીતે સુદર્શનના સાંભળવામાં આવતાં તે એ અનુસ્વાર વગરના અક્ષરનું જ વારંવાર ઉચ્ચારણ કરવા લાગ્યો. (૪૪)

**બીજં વૈ કામરાજાખ્યં ગૃહીતં મનસા તદા ।**
**જજાપ બાલકોઽત્યર્થં ધૃત્વા ચેતસિ સાદરમ્ ॥૪૫॥**

એ કામરાજ બીજ જે એવી રીતે મનમાં આવી ગયું કે તેને ચિત્તમાં ધરી લઈને સુદર્શન ઘણા જ પ્રેમથી તેનો જપ કરવા લાગ્યો. (૪૫)

**તદાઽસૌ પંચમે વર્ષે પ્રાપ્ય મંત્ર મનુત્તમમ્ ।**
**ઋષિચ્છંદો વિહીનં ચ ધ્યાનન્યાસ વિવર્જિતમ્ ॥૪૬॥**

આ ઋષિ, છંદ, તથા ન્યાસ–ધ્યાન વગરનો પણ સર્વોત્તમ મંત્ર તેને પાંચમે વર્ષે મળ્યો. (૪૬)

**વર્ષે ચૈકાદશે પ્રાપ્તે કુમારોઽસૌ નૃપાત્મજઃ ।**
**મુનિના ચોપનીતોઽથ વેદ મધ્યાપિતસ્તથા ॥૪૭॥**
**ધનુર્વેદં તથા સાંગં નીતિશાસ્ત્રં વિધાનતઃ ।**
**અભ્યસ્તાઃ સકલા વિદ્યા સ્તેન મંત્ર બલાદિવ ॥૪૮॥**

તે રાજકુમારને અગીઆરમું વર્ષ બેસતાં મુનિએ તેને જનોઇ દીધું અને વેદ તથા અંગ સહિત ધનુર્વેદ તથા નીતિશાસ્ત્રો પણ વિધિથી ભણાવ્યાં. જગદંબાના મંત્રની

શકિતથી તેને તુરત સઘળી વિદ્યાનો અભ્યાસ પણ થઇ ગયો. (૪૭-૪૮)

**કદાચિત્સોઽપિ પ્રત્યક્ષં દેવીરૂપં દદર્શહ ।**
**રકતાંબરં રકતવર્ણં રકત સર્વાંગ ભૂષણમ્ ॥૪૯॥**
**ગરુડે વાહને સંસ્થાં વૈષ્ણવીં શકિતમદ્ભુતામ્ ।**
**દૃષ્ટ્વા પ્રસન્નવદનઃ સ બભૂવ નૃપાત્મજઃ ॥૫૦॥**

આ સુદર્શનને શ્રી જગદંબાની કૃપાએ કરી ભગવતીનાં પ્રત્યક્ષ દર્શન પણ થવા લાગ્યાં. રાતાં વસ્ત્રવાળાં, રાતાં વર્ણવાળાં, અંગોમાં રાતાં આભરણુવાળાં, અને ગરૂડ ઉપર બેઠેલાં તે અદ્ભૂત વૈષ્ણવી શકિતનાં દર્શન કરતાં રાજકુમાર પ્રસન્ન થતો. (૪૯-૫૦)

**શરાસનં ચ સંપ્રાપ્તં વિશિખાશ્ચ શિલાશિતાઃ ।**
**તૂણીર કવચં તસ્મૈ દત્તં ચાંબિકયા વને ॥૫૧॥**

જગદંબાએ સુદર્શનને ધનુષ, શિલાથી સજેલા બાણો, ભાથા અને કવચ પણ આપ્યાં હતાં. (૫૧)

ઇતિ શ્રી ભગવતી ભાગવતે મહાપુરાણે શકિતકથાયાં
તૃતિયોઽધ્યાયઃ ॥૩॥



## अध्याय ४ थो

વ્યાસ ઉવાચ ॥

એતસ્મિન્સમયે પુત્રી કાશીરાજસ્ય સુપ્રિયા ।
નામ્ના શશિકલા દિવ્યા સર્વલક્ષણ સંયુતા ॥૧॥
શુશ્રાવનૃપપુત્રં તં વનસ્થં ચ સુદર્શનમ્ ।
સર્વલક્ષણ સંપન્નં શૂરં કામમિવાપરમ્ ॥૨॥

એવા સમયે દીવ્ય અને શુભ લક્ષણુવાળી કાશીના રાજાની કુંવરી શશીકલાને કાને સર્વલક્ષણ સંપન્ન, શૂરવીર અને કામદેવ સરખા આ સુદર્શનની વાત આવી પડી. (૧-૨)

સ્વપ્ને તસ્યાઃ સમાગમ્ય જગદંબા નિશાંતરે ।
ઉવાચ વચનંચેદં સમાશ્વાસ્ય સુસંસ્થિતા ॥૩॥
વરંવરય સુશ્રોણિ મમભક્તઃ સુદર્શનઃ ।
સર્વકામ પ્રદસ્તેઽસ્તુ વચનાન્મમભામિનિ ॥૪॥

શશિકલાને રાત્રે જગદંબાએ સ્વપ્નમાં દર્શન આપી ધીરજ આપતાં કહ્યું કે, "હે સુંદરી! સુદર્શન જે મારો ભકત છે તેને તું વરજે મારા વરદાનથી તારી સર્વ મનોકામના પૂર્ણ કરશે." (૩-૪)

તાવત્તસ્યાઃ પિતાજ્ઞાત્વા કન્યાં પુત્રવરાર્થિનીમ્ ।
સુબાહુઃ કારયામાસ સ્વયંવરમતંદ્રિતઃ ॥૫॥

એ સમયમાં તેના પિતા સુબાહુએ પોતાની કન્યાને પરણાવવા યોગ્ય જાણીને આળસ છોડી દઈ સ્વયંવરનો આરંભ કર્યો. (૫)

**વિવાહસ્યદિનાદર્વાગાસં શ્રુત સમન્વિતમ્ ।**
**દ્વિજં શશિકલા તત્ર પ્રેષયા માસ સત્વરમ્ ॥૬॥**

**યથાનવેદમે તાતસ્તથા ગચ્છ સુદર્શનમ્ ।**
**ભારદ્વાજાશ્રમે બ્રૂહિમદ્‌વાક્યાત્તર સાવિમો ॥૭॥**

વિવાહના દિવસથી પહેલાં એક વિદ્વાન બ્રાહ્મણ આવ્યો હતો તેને શશિકલાએ બોલાવીને કહ્યું કે. "મારા પિતાના જાણવામાં ન આવે તેવી રીતે તમો ભારદ્વાજના આશ્રમમાં જાઓ અને સુદર્શનને કહો કે, (૬-૭)

**પિત્રામેસંભૂતઃ કામંમદર્થે ન સ્વયંવર ।**
**મયાત્વં વૈ વૃતશ્ચિત્તે સર્વથા પ્રીતિપૂર્વકમ્ ॥૮॥**

**ભગવત્યા સમાદિષ્ટ સ્વપ્ને મમ સુરોપમ ।**
**વિષમગ્નિ હુતાશે વા પ્રપતામિ પ્રદીપિતે ॥૯॥**

મારે માટે મારા પિતાએ સ્વયંવરની તૈયારી કરી છે, પરંતુ હું તો સ્વપ્નમાં થયેલી ભગવતીની આજ્ઞા પ્રમાણે સર્વથા પ્રીતિપૂર્વક ચિત્તથી તમને વરી ચૂકી છું. હું ઝેર ખાઈશ, અથવા પ્રદીપ્ત અગ્નિમાં પડીશ. (૮-૯)

**વરયેત્વદતેનાન્યં પિતૃભ્યાં પ્રેરિતાઽપિવા ।**
**મનસા કર્મણા વાચા સવૃતસ્ત્વંમયા વરઃ ॥૧૦॥**

પરંતુ તમારા વિના બીજા પતિને માતપિતાની

પ્રેરણાથી પણ વરીશ નહિ. મન, કર્મ અને વચનથી હું તમનેજ વરી ચૂકી છું." (૧૦)

**ઇત્યુક્તવાદક્ષિણાં દત્વા મુનિર્બ્યા પારિતસ્યયા ।**
**ગત્વા સર્વંનિવેદ્યાશુ તત્ર પ્રત્યાગતો દ્વિજઃ ॥૧૧॥**

આ પ્રમાણે કહી દક્ષિણા આપીને બ્રાહ્મણને વિદાય કર્યો. તે બ્રાહ્મણ ભારદ્વાજ આશ્રમમાં જઈ સઘળી વાત સુદર્શનને નિવેદન કરીને પાછો શશિકલા પાસે ગયો. (૧૧)

**સુદર્શનસ્તુતજ્જ્ઞાત્વા નિશ્ચયં ગમને તદા ।**
**ચકાર મુનિના તેન પ્રેરિતઃ પરમાદારાત્ ॥૧૨॥**

આ સઘળી વાત જેના જાણવામાં આવી છે એવા સુદર્શને ભારદ્વાજ મુનિની પ્રેરણાથી પરમ આદર સહિત સ્વયંવરમાં જવાનો નિશ્ચય કર્યો. (૧૨)

**વારાણસ્યાંતતઃ પ્રાપ્તોરથે નૈકે ન રાઘવઃ ।**
**જ્ઞાતઃ સુબાહુના તત્ર પૂજિતશ્ચાર્હણાદિભિઃ ॥૧૩॥**
**નિવેશાર્થં ગૃહંદત્તમન્ન પાનાદિકં તથા ।**
**સેવકં સ મનુજ્ઞાપ્ય પરિચર્યાર્થ મેવ ચ ॥૧૪॥**

પછી સુદર્શન એક રથથી કાશીમાં પહોંચ્યો. તેની ખબર પડતાં સુબાહુએ પૂજાના પદાર્થથી તેનો સત્કાર કર્યો ઉતારાને વાસ્તે મહેલ આપ્યો. અન્ન પાનાદિ આપ્યાં તથા સેવા કરવા સારૂ સેવકોને આજ્ઞા કરી (૧૩–૧૪)

**મિલિતાસ્ત્વથરાજાનો નાના દેશાધિપાઃ કિલ ।**
**યુધાજિદપિ સંપ્રાપ્તો દૌહિત્રેણ સમન્વિતઃ ॥૧૫॥**

પછી નોખા નોખા દેશના અધિપતિ રાજાઓ ત્યાં ભેગા થયા અને તેઓમાં યુધાજિત પણ પોતાના દોહીત્ર સહિત આવ્યો. (૧૫)

રાજાવાચ ॥

**રાજપુત્ર મહાભાગ કેનાહૂતોઽસિ સુવ્રત ।**
**એકાકિયઃ સમાયાતઃ સમાજેભૂમૃતામિહ ॥૧૬॥**
**ભ્રાતા તે સુબલઃ શૂરઃ સંપ્રાપ્તોઽસ્તિ જિઘૃક્ષયા ।**
**યુધાજિચ્ચમહાબાહુઃ સાહાય્યં કર્તુમાગતઃ ॥૧૭॥**
**ગચ્છવાતિષ્ઠ રાજેન્દ્રયાથા તથ્ય મુદાહૃતમ્ ।**
**ત્વયિ સૈન્ય વિહીને ચ યથેષ્ટં કુરુ સુવ્રત ॥૧૮॥**

રાજાઓ કહેવા લાગ્યા કે, "હે સુદર્શન! તું આ રાજાઓના સમાગમમાં એકલો આવ્યો છે તો તને કોણે નિમંત્રણ મોકલ્યું હતું? શુરવીર અને ઘણા સૈન્યવાળો તારો ભાઈ પણ કન્યા લેવાની ઇચ્છાથી આવ્યો છે અને મહાબાહુ યુધાજિત તેની સહાયતા કરવા આવેલો છે તો તારે જવું હોય તો જા અને રહેવું હોય તો રહે. તને સૈન્ય વિનાનો જોઈને જેવી વાત છે તેવી કહીએ છીએ. હવે જેમ તને અનુકૂલ આવે તેમ કર." (૧૬–૧૭–૧૮)

સુદર્શન ઉવાચ ॥

**અશક્તો વાસશક્તો વા યાદશસ્તા દશસ્ત્વહમ્ ।**
**તદાજ્ઞયાનૃપાઽઘૈ વ સંપ્રાપ્તોઽસ્મિ સ્વયંવરે ॥૧૯॥**

સુદર્શન કહે છે-"હે રાજાઓ! હું અશકત, શકત કે ગમે તેવો છું પણ જગદંબાની આજ્ઞાથી જ આજ સ્વયંવરમાં આવ્યો છું. (૧૯)

**સાયદિચ્છતિ તત્કુર્યાન્મમ કિંચિંતનેનવૈ ।**
**નાત્રશંકાપ્રકર્તવ્યા સત્યમેતદ્બ્રવીમ્યહમ્ ॥૨૦॥**
**જયે પરાજયે લજ્જાનમેઽત્રાણ્વપિ પાર્થિવાઃ ।**
**ભગવત્યાસ્તુ લજ્જાઽસ્તિ તદધીનોઽસ્મિ સર્વદા ॥૨૧॥**

જગદંબાએ જે ધાર્યું હશે તે કરશે એમાં મારા વિચારથી શું વળવાનું છે? આ હું સત્ય કહું છું માટે આમાં કોઇએ શંકા રાખવી નહિ. અહીં જયમાં કે પરાજયમાં મને જરા પણ લાજ નથી, જે લાજ છે તે ભગવતીને જ છે. હું તો સર્વદા તેમને સ્વાધીન છું." (૨૦-૨૧)

વ્યાસ ઉવાચ ॥

**ઈત્યુકતાસ્તે તથા તેન સંતુષ્ટા ભૂભુજઃ સ્થિતાઃ ।**
**સોઽપિસ્વમાશ્રમં પ્રાપ્યસુસ્થિતઃ સંબભૂવહ ॥૨૨॥**

વ્યાસ કહે છે—આ પ્રમાણે સુદર્શનનાં વચન સાંભળી સર્વે રાજાઓ સંતુષ્ઠ થઇને રહ્યા અને સુદર્શન પણ પોતાના ઉતારામાં જઇને સ્વસ્થપણાથી રહ્યા. (૨૨)

**અપરેઽહ્નિ શુભે કાલે નૃપાઃ સંમંત્રિતા કિલ ।**
**સુબાહુના નૃપેણાથરુચિરેવૈ સ્વમંડપે ॥૨૩॥**

બીજે દિવસે સુબાહુ રાજાએ સારા સમયમાં પોતાના સુંદર મંડપમાં રાજાઓને બોલાવ્યા. (૨૩)

સુબાહુવાચ ॥

**ઉત્તિષ્ઠ પુત્રિ સુનસેકરે ધૃત્વાશુભાં સ્રજમ્ ।**

**રાજમંડપ મધ્યેઽદ્ય સમાજંપશ્ય ભૂભુજામ્ ॥૨૪॥**

**ગુણાવાન્રૂપસંપન્નઃ કુલીનશ્ચ નૃપોત્તમઃ ।**

**તવ ચિત્તે વસેદ્યસ્તુતંવૃણુષ્વ સુમધ્યમે ॥૨૫॥**

સુબાહુ કહે છે—"હે સુંદર પુત્રી ! ઉઠ, હાથમાં સુંદર માળા લઇને મંડપની અંદર જા અને રાજાઓની સભા જો. ત્યાં રચેલા મંચો ઉપર સઘળા દેશના રાજાઓ બેઠા છે તેઓને જોઇને તને જેના ઉપર રૂચિ થાય તેને વરજે." (૨૪-૨૫)

શશિકલા ઉવાચ ॥

**સુદર્શનો મયાપૂર્વંવૃતઃ સર્વાત્મનાપિતઃ ।**

**તમૃતે નાન્યથા કર્તું મિચ્છામિ નૃપસત્તમ ॥૨૬॥**

શશિકલા કહે છે—"હે પિતા ! હું પ્રથમથી જ સર્વથા સુદર્શનને વરી ચૂકી છું. તો તે વિના બીજા કોઇને જોવાને ઇચ્છતી નથી. (૨૬)

**વિવાહ વિધિના દેહિ કન્યાદાનં શુભે દિને ।**

**સુદર્શનાય નૃપતે યદીચ્છસિ શુભં મમ ॥૨૭॥**

તમે જો મારૂં શુભ ઇચ્છતા હો તો સારા દિવસમાં વિધિ કરીને સુદર્શનને મારૂં કન્યાદાન આપો." (૨૭)

વ્યાસ ઉવાચ ॥

**સુબાહુરપિ તચ્છ્રુત્વાયુકત મુકત તયા તદા ।**
**ચિંતા વિષ્ટો બભૂવાશુ કિં કર્તવ્યમિતઃ પરમ્ ॥૨૮॥**

વ્યાસ કહે છે–પુત્રીની યોગ્ય વાત સાંભળીને સુબાહુ રાજા તુરત ચિંતાથી ઘેરાયો કે, "હવે મારે શું કરવું ? (૨૮)

**યદિ બ્રવી મિતાન્સર્વાન્સુતા નાયાતિ સાંપ્રતમ્ ।**
**તથાઽપિ કોપ સંયુકતા હન્યુર્માં દુષ્ટ બુદ્ધયઃ ॥૨૯॥**

જો સઘળા એ રાજાઓને કહું કે, 'હમણાં મારી દીકરી આવતી નથી,' તો પણ એ દુષ્ટ બુદ્ધિવાળાઓ કોપ કરીને મને મારી નાખશે." (૨૯)

**ઇતિ ચિંતાપરો રાજા જગામ નૃપસન્નિધૌ ।**
**પ્રણમ્યતાનુવાચાથ પ્રશ્રયાવનતો નૃપઃ ॥૩૦॥**

આ પ્રમાણેની ચિંતામાં લાગેલો સુબાહુ રાજા એ રાજાઓની પાસે ગયો અને કેટલીક નમ્રતાથી નમીને બોલ્યો કે, (૩૦)

**કિંકર્તવ્યં નૃપાઃ કામં નૈતિમે મંડપે સુતા ।**
**બહુશઃ પ્રેર્યમાણાઽપિસામાત્રાઽપિમયાઽપિચ ॥૩૧॥**
**મૂર્ધ્નાપતામિ પાદેષુરાજ્ઞાં દાસોઽસ્મિ સાંપ્રતમ્ ।**
**પૂજાદિકં ગૃહીત્વાઽદ્ય વ્રજંતુ સદનાનિવઃ ॥૩૨॥**

"હે રાજાઓ ! હવે મારે શું કરવું ? મેં તથા શશીકલાની માતાએ ઘણું ઘણું સમજાવા છતાં મારી એ દીકરી મંડપમાં

આવતી નથી. હું રાજાઓના પગમાં પડું છું અને હમણાં દાસ થયો છું. હવે તમો પૂજાદિક લઇને પોતપોતાના દેશમાં જાઓ." (૩૧-૩૨)

વ્યાસ ઉવાચ ॥

**શ્રુત્વા સુબાહુ વચનં નોચુ: કેચનભૂમિપા: ।**
**યુધાજિત્ક્રોધાતામ્રાક્ષસ્તમુવાચ રુષાન્વિત: ॥૩૩॥**

વ્યાસ કહે છે-સુબાહુનું આ વચન સાંભળીને કેટલાએક રાજાઓ તો બોલ્યા નહિ; પણ યુધાજિત ક્રોધથી રાતાં નેત્ર કરીને બોલ્યો કે, (૩૩)

**અવમાન્ય નૃપાન્સર્વાં સ્તવં કિં સુદર્શનાયવૈ ।**
**દાતુમિચ્છસિપુત્રીં ચ કિમનાર્યમત: પરમ્ ॥૩૪॥**

"સર્વે રાજાઓનું અપમાન કરીને તું સુદર્શનને કન્યા દેવા ઇચ્છે છે તો આ ઉપરાંત બીજી કઇ ભુંડાઇ હોય? (૩૪)

**અહં ત્વાંહન્મિ પાપિષ્ઠં તથા પશ્ચાત્સુદર્શનમ્ ।**
**દૌહિત્રાયાદ્યમે કન્યાં દાસ્યામીતિ વિનિશ્ચય: ॥૩૫॥**

હું પ્રથમ તને અને પછી સુદર્શનને મારીને એ કન્યા મારા દૌહિત્રને આપીશ, એ મારો નિશ્ચય છે." (૩૫)

સુબાહુવાચ ॥

**નાયાતિપુત્રી કિલ મંડપેઽદ્યકરોમિ કિં**
**ભૂપતયોઽત્રકામમ્ ।**
**પ્રાત: સમાશ્વાસ્ય સુતાં નયિષ્યે ગચ્છંતુ**
**તસ્માચ્છિ બિરાણિભૂપા: ॥૩૬॥**

નવિગ્રહો બુદ્ધિમતાં નિજાશ્રિતે કૃપા
વિધેયાસતતંહ્ય પત્યે ।
વિધાયતાં પ્રાતરિહાનયિષ્યે સુતાં તુ
ગચ્છંતુ નૃપાયથેષ્ટમ્ ॥૩૭॥

સુબાહુ કહે છે "હે રાજાઓ! આજ મારી પુત્રી મંડપમાં આવતી નથી. માટે હું આ વિષયમાં શું કરૂં? આવતી પ્રભાતે હું મારી દીકરીને સમજાવી, શાન્ત પાડીને તેડી લાવીશ માટે આ સમયે સર્વે ઉતારે જાઓ." (૩૬-૩૭)

શ્રુત્વાનૃપાસ્તેઽવિતથં વિદિત્વાવચોયયુઃ
સ્વાનિ નિકેતનાનિ ।
વિધાય પાર્શ્વે નગરસ્યરક્ષાં ચક્રુઃ ક્રિયા
મધ્યદિનો દિતાશ્ચ ॥૩૮॥

સુબાહુનું વચન સાંભળીને તેને સાચું માની સર્વ રાજાઓ ઉતારે ગયા પણ પાછળથી કંઈક શંકા જતાં તેઓએ ગામની આસપાસ પોતપોતાનાં સૈન્ય રાખ્યાં અને પછી મધ્યાહ્ન સમયની ક્રિયાઓ કરી. (૩૮)

સુબાહુર પ્યાર્યજનૈઃ સમેતશ્ચકારકાર્યાણિ
વિવાહ કાલે ।
પુત્રીં સમાહૂય ગૃહેષુ ગુપ્તે પુરોહિતે
ર્વેદવિદાં વરિષ્ઠૈઃ ॥૩૯॥

સુબાહુ પણ મહાપંડિત પુરોહિત આદિ ઉત્તમ

માણુસોની સાથે મળી વિવાહના સમયમાં પોતાની પુત્રીને અત્યંત ગુપ્ત ઘરમાં બોલાવીને કામ કરવા લાગ્યો. (૩૯)

વ્યાસ ઉવાચ ॥

**એવં વિવાહ કાર્યાણિ કૃત્વા સર્વાણિ પાર્થિવઃ ।**
**પારિ બર્હં પ્રદત્વાઽથ મંત્ર યન્સચિવૈઃ સહ ॥૪૦॥**

**દૂતૈસ્તુ કથિતં શ્રુત્વા માર્ગ સંરોધનં કૃતમ્ ।**
**બભૂવવિમનારાજા સુબાહુ ર્મિત દ્યુતિઃ ॥૪૧॥**

વ્યાસ કહે છે કે-આ પ્રમાણે સઘળાં વિવાહનાં કાર્યને પહોંચી વળી પહેરામણી આપીને સુબાહુ પોતાના મંત્રી સાથે વિચાર કરવા લાગ્યો કે, 'રાજાઓએ માર્ગ રોકયો છે.' તેવું દૂતના મુખેથી સાંભળતાં સુબાહુ મનમાં કચવાવા લાગ્યો. (૪૦-૪૧)

**સુદર્શનસ્તદોવાચ શ્વશુરં સંશિત વ્રતઃ ।**
**અસ્માન્વિસર્જયા શુત્વં ગમિષ્યામોહ્ય શંકિતા ॥૪૨॥**

સુદર્શને પોતાના સસરાને કહ્યું કે, "તમે હવે અમને તુરત જવાની આજ્ઞા આપો. અમો નિર્ભયપણે જઈશું." (૪૨)

**તસ્યેતિમતમાજ્ઞાય જામાતુ ર્નૃપ સત્તમઃ ।**
**વિસસર્જ ધનં દત્વા પ્રતસ્થે સોઽપિ સત્વરઃ ॥૪૩॥**

સુબાહુએ જમાઈનો જવાનો મત જોઈને તેને ધન આપીને તેનું વિસર્જન કર્યું અને તે પણ ઉતાવળથી ચાલ્યો. (૪૩)

**રથઃ પરિવૃતઃ શૂરઃ સદારોરથ સંસ્થિતઃ ।**
**ગચ્છન્દદર્શ સૈન્યાનિ નૃપાણાં રઘુનંદનઃ ॥૪૪॥**

રથમાં પોતાની પત્ની સાથે નિર્ભય રીતે બેસીને સુદર્શન જતો હતો ત્યાં તેણે નગર બહાર રાજાઓનાં સૈન્ય દીઠાં. (૪૪)

**વિધિવત્સ શિવાં ચિત્તે જગામ શરણં મુદા ।**

**જજાપૈકાક્ષરં મંત્ર કામરાજ મનુત્તમમ્ ॥૪૫॥**

સુદર્શને મનમાં પ્રેમથી વિધિપૂર્વક જગદંબાનું શરણ લીધું અને સર્વોત્તમ કામરાજ નામના એકાક્ષર મંત્રનો જપ કરવા માંડયો. (૪૫)

**તતઃ સર્વે મહીપાલાઃ કૃત્વા કોલાહલં તદા ।**

**ઉત્થિતાઃ સૈન્ય સંયુક્તા હન્તુકામાસ્તુ કન્યકામ્ ॥૪૬॥**

એ સમયે સર્વ રાજાઓ કોલાહોલ કરીને કન્યાનું હરણ કરવાની ઇચ્છાથી પોતાના સૈન્ય સહિત ઉઠયા. (૪૬)

**શત્રુજિત્તુસુસંવૃત્તઃ સ્થિતસ્તત્રજિઘાંસયા ।**

**યુધાજિત્તત્સહાયાર્થં સન્નદ્ધઃ પ્રબભૂવહ ॥૪૭॥**

શત્રુજિત પણ સજ્જ થઇને પોતાના ભાઇને મારી નાખવા સારૂ ઉભો થયો અને યુધાજિત તેને સહાયતા કરવા સજ્જ થયો. (૪૭)

**સાહાય્યાર્થં જગામાશુ જામાતરમનિંદિતમ્ ।**

**એવં પ્રવૃત્તે સંગ્રામે દારુણે લોમ હર્ષણે ॥૪૮॥**

**પ્રાદુર્બભૂવ સહસા દેવી સિંહો પરિસ્થિતા ।**

**નાનાયુધ ધરારમ્યા વરાભૂષણ ભૂષિતા ॥૪૯॥**

**દિવ્યાંબર પરીધાના મંદારસ્રકસુસંયુતા ।**
**તાં દૃષ્ટ્વાતેઽથ ભૂપાલા વિસ્મયં પરમંગતાઃ ॥૫૦॥**

સુબાહુ રાજા પણ પોતાના જમાઇની સહાયે આવ્યો. અહીં રૂવાડાં ઉભાં કરે એવો દારુણ સંગ્રામ ચાલતાં ભક્તરક્ષક ભગવતી જગદંબા ત્યાં તુરત પ્રગટ થયાં. એ જગદંબા સિંહ ઉપર બેઠાં હતાં, અનેક આયુધો ધારણ કર્યાં હતાં, ઉત્તમ આભરણોથી શણગારાએલાં હતાં, દિવ્ય વસ્ત્રો પહેર્યાં હતાં અને મંદારના પુષ્પોની માળાઓ ધરી હતી. એ અત્યંત રમણીય જગદંબાને જોઇને રાજાઓ વિસ્મય પામ્યા. (૪૮-૪૯-૫૦)

**સુદર્શનઃ સુબાહુશ્ચતામાલોકય વરાનનામ્ ।**
**પ્રણામં ચક્રતુસ્તસ્યા મુદિતૌ દર્શનેન ચ ॥૫૧॥**

સુદર્શન અને સુબાહુ સુંદર મુખવાળાં તે જગદંબાને જોઇ દર્શનથી રાજી થઇને પગે લાગ્યા. (૫૧)

**હંતુકામઃ સુદુર્મેધાઃ સુદર્શનમથો પરિ ।**
**સુદર્શનસ્તુતાન્બાણૈશ્ચિચ્છેદાપતતઃ ક્ષણાત ॥૫૨॥**
**એવં યુદ્ધે પ્રવૃત્તેથ ચુકોપચંડિકા ભૃશમ્ ।**
**દુર્ગાદેવી મુમોચાથ બાણાન્યુધાજિતં પ્રતિ ॥૫૩॥**

યુધાજિતે સુદર્શનનો નાશ કરવા તેના રથ પર બાણો ફેંકતાં સુદર્શને ક્ષણ માત્રમાં એ આવતાં બાણોને કાપી નાખ્યાં. આ પ્રમાણે યુદ્ધ ચાલતાં દુર્ગાદેવી ચંડિકાને બહુ

કોપ ચડયો અને પોતેજ યુધાજિત્ ઉપર બાણો મૂકવા લાગ્યાં. (૫૨-૫૩)

**નાના રૂપા તદા જાતા નાના શસ્ત્રધરા શિવા ।**
**સંગ્રામાતુમુલં તત્ર ચકાર જગદંબિકા ॥૫૪॥**
**શત્રુજિન્નિહતસ્તત્ર યુધાજિદપિ પાર્થિવઃ ।**
**પતિતૌ તૌરથાભ્યાં તુ જય શબ્દ સ્તદાઽભવત્ ॥૫૫॥**

તે સમયે અનેક રૂપ અને અનેક શસ્ત્રો ધરીને પ્રાપ્ત થએલાં ચંડિકાએ ભારે સંગ્રામ કર્યો અને શત્રુજિત્‌ને માર્યો તથા યુધાજિત્‌ને પણ માર્યો. બન્ને જણા રથમાંથી પડયા અને તે સમયે જયજયકાર થઈ રહ્યો. (૫૪-૫૫)

**અથો સુદર્શનસ્તત્ર સમાગમ્ય મુદાન્વિતઃ ।**
**પ્રણમ્ય પરયા ભકત્યા તુષ્ટાવ જગદંબિકામ્ ॥૫૬॥**

પછી રાજી થએલા સુદર્શને જગદંબાની પાસે જઈ પરમભકિતથી પ્રણામ કરીને તેમની સ્તુતિ કરી. (૫૬)

સુદર્શન ઉવાચ ॥

**અહો કૃપા તે કથયામ્યહં કિં ત્રાતસ્ત્વયા**
**યાત્કિલ ભકિતહીનઃ ।**
**ભકતાનુકંપી સકલોજનોઽસ્તિ વિમુકત**
**ભકતેસ્ત્વનં વર્તતે ॥૫૭॥**

સુદર્શન-"અહો! હું કે જે ભકિતથી રહિત છું તેની પણ તમે રક્ષા કરી તે તમારી કૃપાનું હું શું વર્ણન કરૂં?" (૫૭)

દુર્ગોવાચ ॥

**ગચ્છાયોધ્યાં મહાભાગ કુરુરાજ્યં કુલોચિતમ્ ।**
**સ્મરણીયા સદાઽહંતે પૂજનીયા પ્રયત્નતઃ ॥૫૮॥**

સુદર્શન પ્રત્યે ભગવતી બોલ્યાં કે, "હે મહા-ભાગ્યશાળી ! તું અયોધ્યામાં જા અને કુલપરંપરાનું રાજ્ય કર. તારે સર્વદા મારૂં સ્મરણ રાખવું અને પ્રયત્નથી પૂજા કરવી." (૫૮)

વ્યાસ ઉવાચ ॥

**પ્રતિષ્ઠાપ્ય શિવાં દેવીં વિધિવદ્વેદવાદિભિઃ ।**
**પૂજાં નાનાવિધાં રાજા ચકારાતિ વિધાનતઃ ॥૫૯॥**

વ્યાસ કહે છે-સુદર્શને પછી અયોધ્યામાં આવી વેદવાદી બ્રાહ્મણોની પાસે વિધિ સહિત જગદંબાનું સ્થાપન કરાવીને ઘણા વિધિથી અનેક પ્રકારથી પૂજા કરી. (૫૯)

**કૃત્વા પૂજાવિધિં રાજારાજ્યં પ્રાપ્યસ્વપૈતૃકમ્ ।**
**વિખ્યાતશ્ચાંબિકાદેવી કોસલેષુ બભૂવહ ॥૬૦॥**

સુદર્શન ભગવતીની ભકિતએ કરીને પોતાના પિતાનું રાજ્ય કરતાં અતિ પ્રખ્યાત થયો અને કોશલદેશમાં જગ-દંબા અંબિકાદેવી પણ પ્રખ્યાત થયાં. (૬૦)

**ગ્રામેગ્રામે ચ પ્રસાદાંશ્ચક્રુઃ સર્વે જનાધિપાઃ ।**
**દેવ્યા પૂજા તદા પ્રીત્યા કોસલેષુ પ્રવર્તિતા ॥૬૧॥**

સર્વે રાજાઓએ પણ ગામે ગામમાં ભગવતીનાં મંદિર

કરાવ્યાં અને કોશલદેશમાં પ્રીતિપૂર્વક દેવીની પૂજા ચાલવા લાગી. (૬૧)

**શક્તિ ભક્તિરતાઃ સર્વે માનિનશ્ચા ભવન્નૃપ ।**
**આગમોક્તૈસ્થ સ્તોત્રૈર્જપધ્યાન પરાયણાઃ ॥૬૨॥**

શક્તિની ભક્તિમાં લાગેલા અને શક્તિના સ્તોત્ર જપ તથા ધ્યાનમાં તત્પર રહેનારા સર્વ લોકો શક્તિની કૃપાએ કરી બહુજ પ્રિય પાત્ર બન્યા. (૬૨)

ઇતિ શ્રી ભગવતી ભાગવતે મહાપુરાણે શક્તિકથાયાં
ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥



# અધ્યાય ૫ મા

શ્રી નારાયણ ઉવાચ ॥

**શ્રુણુ નારદ વક્ષ્યામિ જગન્માતુર્વિચેષ્ટિતમ્ ।**
**અચિંત્યા વ્યક્ત રૂપાયા વિચિત્રં મોક્ષદાયકમ્ ॥૧॥**

નારાયણ કહે છે–"હે નારદ! અચિંત્ય અને અવ્યકત રૂપવાળાં જગદંબાનું વિચિત્ર અને મોક્ષ આપનારૂં ચરિત્ર કહું છું તે સાંભળો. (૧)

**યદ્યચરિત્રં શ્રીદેવ્યાસ્તત્સર્વં લોકહેત વ ।**
**નિર્વ્યાજિયા કરુણયા પુત્રે માતૃર્યથા તથા ॥૨॥**

જેમ જનની સઘળી ચેષ્ટા પુત્ર ઉપર સાચી કરૂણાથી હોય છે તેમ જગદંબાનું સઘળું ચરિત્ર સાચી કરૂણાથી લોકોના કલ્યાણ વાસ્તેજ હોય છે. (૨)

**પૂર્વં દૈત્યો મહાનાસીદરુણાખ્યો મહાબલઃ ।**
**પાતાલે દૈત્ય સંસ્થાને દેવદ્વેષી મહાખલઃ ॥૩॥**

પૂર્વે દૈત્યોના નિવાસરૂપ પાતાલમાં દેવતાઓનો દ્વેષી, અત્યંત ખળ અને મોટા બળવાળો અરુણ નામનો દૈત્ય હતો. (૩)

**સદેવાઞ્જે તુ કામશ્ચ ચકાર પરમં તપઃ ।**
**ગત્વા હિમવતઃ પાર્શ્વે ગંગાજલ સુશીતલે ॥૪॥**

તે દૈત્યે દેવતાઓને જીતી લેવાના ઉદ્દેશથી હિમાલયના

ગંગાજળથી શીતળ થયેલા કોઈ એક સ્થાનમાં જઈ બ્રહ્માનું તપ આદર્યું. (૪)

**એવં તપસ્ય તસ્તસ્ય શરીરાદુત્થિતોઽનલઃ ।**
**દદાહ જગતીં સર્વાં તદદ્‌ભુતમિવાભવત્ ॥૫॥**
**કિમિદં કિમિદં ચેતિ દેવાઃ સર્વે ચ કંપિરે ।**
**સંત્રસ્તાઃ સકલા લોકા બ્રહ્માણં શરણં યયુઃ ॥૬॥**

તેના તપ કરવાને લીધે તેના શરીરમાંથી અગ્નિ ઉત્પન્ન થયો અને તેથી સઘળી પૃથ્વી બળવા લાગી. આ અદ્‌ભુત જેવું જોઇને 'આ તે શું? આ તે શું?' આમ કહી સર્વ દેવતાઓ કંપવા લાગ્યા અને ત્રાસ પામીને સર્વ બ્રહ્માને શરણે ગયા. (૫–૬)

**વિજ્ઞાપિતં દેવવરૈઃ શ્રુત્વા તત્ર ચતુર્મુખઃ ।**
**ગાયત્રી સહિતો હંસસમારૂઢોયયૌમુદા ॥૭॥**

દેવતાઓની વિજ્ઞપ્તિ સાંભળીને બ્રહ્મા ગાયત્રી સહ હંસપર બેસીને તે દૈત્યની પાસે ગયા (૭)

**શ્રુતિમાત્રેણ સંતોષકારકં વાક્યમૂચિવાન્ ।**
**વરંવરય ભદ્રંતે વત્સયન્મન સિસ્થિતમ્ ॥૮॥**

તેને જપ કરતો સાંભળીનેજ બ્રહ્માએ સંતોષકારક વચન કહ્યું કે, "હે પુત્ર! તારૂં કલ્યાણ થશે. તારા મનમાં જે ધારેલું હોય તે વરદાન માગ." (૮)

અરૂણુવાચ ॥

**ન યુદ્ધે ન ચ શસ્ત્રાસ્ત્રાન્નપુંભ્યોના પિયોષિતઃ ।**
**ભવેન્મે મૃત્યુરિત્યે વંદેવદેહિ વરં પ્રભો ॥૯॥**
**બલંચ વિપુલં દેહિ યેન દેવ જયો ભવેત્ ।**
**ઇતિતસ્ય વચઃ શ્રુત્વા તથા સ્ત્વિતિવચોઽબ્રવીત્ ।૧૦।**

અરુણ દૈત્ય બોલ્યો કે, "હે પ્રભુ! મને એવું વરદાન આપો કે જેથી મારૂં યુદ્ધમાં મરણ ન થાય, તેમ શસ્ત્રથી, અસ્ત્રથી, પુરુષથી, કે સ્ત્રીથી મરણ ન થાય તેમજ મને એવું મોટું બળ આપો કે હું દેવતાઓને જીતી શકું." આ પ્રમાણેનું અરુણનું વચન સાંભળી બ્રહ્મા 'તથાસ્તુ' એમ બોલી વરદાન આપીને પોતાના લોકમાં ગયા. (૯–૧૦)

**અરુણાખ્યો દૈત્યરાજો જગામાઽઽશુત્રિવિષ્ટપમ્ ।**
**સૂર્યેંદુયમવહ્નીનામધિકારાન્પૃથક્ પૃથક્ । ॥૧૧॥**
**સ્વયંચકાર તપસા નાનારૂપ ધરો મુને ।**
**સ્વસ્વસ્થાનચ્યુતાઃ સર્વેજગ્મુઃ કૈલાસ મંડલમ્ ।૧૨।**
**શશંસુઃ શંકરંદેવાઃ સ્વસ્વદુઃખં પૃથક્પૃથક્ ।**
**મહાન્વિચાર સ્તત્રાઽઽસીત્કિં કર્તવ્યમતઃ પરમ્ ।૧૩।**

ત્યારપછી દૈત્યનો રાજા બનેલ અરૂણાસુર તુરત સ્વર્ગમાં ગયો અને ત્યાં જઇને અનેક રૂપ ધરી સૂર્ય, ચંદ્ર, યમ તથા અગ્નિ આદિના જુદા જુદા અધિકારોને તપના બળથી ચલાવવા લાગ્યો. પોતપોતાના સ્થાનકોથી ભ્રષ્ટ થએલા દેવતાઓએ કૈલાસમાં જઇ સદાશિવની પાસે પોતાનાં

જુદાં જુદાં દુઃખો જણાવ્યાં. આથી ત્યાં પણ મોટો વિચાર થઇ પડ્યો કે, "હવે શું કરવું ?" (૧૧-૧૨-૧૩)

**એતસ્મિન્સમયે તત્ર વાગભૂદ શરીરિણી ।**
**ભજધ્વં ભુવનેશાનીં સાવઃ કાર્યં વિધાસ્યતિ ॥૧૪॥**

તે સમયમાં આકાશવાણી થઇ કે, "ભુવનેશ્વરીનું ભજન કરો. જેથી તમારૂં કાર્ય સિદ્ધ થશે. (૧૪)

**ગાયત્રી જપ સંસક્તો દૈત્યરાડ્યદિતાં ત્યજેત્ ।**
**મૃત્યુયોગ્ય સ્તદા ભૂયાદિત્યુચ્ચૈસ્તોષકારિણી ॥૧૫॥**

એ દૈત્ય ગાયત્રીના જપમાં લાગેલો છે તે જો ગાયત્રીને છોડી દે તો તે મરવાને યોગ્ય થાય." (૧૫)

**બૃહસ્પતિ સ્તતઃ શીઘ્રં જગામાઽસુર સન્નિધૌ ।**
**આગતં મુનિવર્યં તં પપ્રચ્છાઽથ સ દૈત્યરાટ્ ॥૧૬॥**
**મુને કુત્રાઽગમઃ કસ્માત્કિમર્થં મિતિમેવદ ।**
**નાહંયુષ્મ ત્પક્ષપાતી પ્રત્યુતારાતિરેવચ ॥૧૭॥**

સંતોષકારક આકાશવાણી સાંભળ્યા પછી દેવોના ગુરુ બૃહસ્પતિ તુરત અરુણાસુરની પાસે ગયા તેમને જોઈને દૈત્યે પૂછ્યું કે, "હે મુનિ ! ક્યાંથી પધાર્યા ? અને શા માટે પધાર્યા છો ? તે કહો. કારણ કે હું તમારા પક્ષનો નથી પણ તમ લોકોનો શત્રુ છું." (૧૬-૧૭)

**ઇતિ તસ્ય વચઃ શ્રુત્વા પ્રોવાચ મુનિ નાયકઃ ।**
**અસ્મત્સેવ્યા ચ યા દેવી સાત્વયા પૂજ્યતેઽનિશમ્ ।૧૮।**

**તસ્માદ સ્મત્પક્ષપાતી ન ભવે સ્ત્વં કથં વદ ।**
**ઇતિતસ્યવચઃ શ્રુત્વા મોહિતો દેવમાયયા ॥૧૯॥**

**તત્યાજપરમં મંત્રમભિમાને ન સત્તમ ।**
**ગાયત્રી ત્યાગ તો દૈત્યો નિસ્તેજસ્કોઽભૂવહ ॥૨૦॥**

અરૂણાસુરનું વચન સાંભળીને બૃહસ્પતિ બોલ્યા કે, "જે દેવીનું અમો સેવન કરીએ છીએ તેજ દેવીનું તું સર્વદા પૂજન કરે છે તો એમ છતાં તું અમારા પક્ષમાં કેમ નથી ? તે કહે." બૃહસ્પતિનું વચન સાંભળી માયાએ મોહ પમાડેલા તે દૈત્યે અભિમાનથી ગાયત્રી મંત્રનો ત્યાગ કર્યો. ગાયત્રીનો ત્યાગ થતાંજ એ દૈત્ય તેજ રહિત થઇ ગયો. (જેવી નિષ્કામ ભકત ઉપર જગદંબાની કૃપા હોય છે તેવી સકામ ભકત ઉપર હોતી નથી, તેથી જગદંબાએ તેને મોહ ઉપજાવ્યો હતો. (૧૮-૧૯-૨૦)

**સંતુષ્ટાસ્તે સુરાઃ સર્વેભેજિરે પરમેશ્વરીમ્ ।**
**એવં બહુ ગતે કાલેકસ્મિંશ્ચિત્સમયે મુને ॥૨૧॥**

**પ્રાદુરાસીજ્જગન્માતા જગન્મંગલકારિણી ।**
**કોટિ સૂર્ય પ્રતીકાશા કોટિકંદર્પ સુંદરા ॥૨૨॥**

બૃહસ્પતિના આ કાર્યથી સર્વ દેવતાઓ રાજી થયા અને જગદંબાનું વધારે ભજન કરવા લાગ્યા. આમ ઘણો કાળ વિતતાં એક સમયે જગતનું મંગળ કરનારાં જગદંબાએ દેવોને દર્શન દીધું. એમનું તેજ કરોડો સૂર્યના જેવું હતું, રૂપ કરોડો કામદેવના જેવું હતું. (૨૧-૨૨)

**ચિત્રાનુ લેપના દેવી ચિત્રવાસા યુગાન્વિતા ।**
**વિચિત્ર માલ્યાભરણા ચિત્ર ભ્રમર મુષ્ટિકા ॥૨૩॥**
**વરાભયકરા શાંતા કરુણામૃત સાગરા ।**
**નાના ભ્રમર સંયુકત પુષ્પમાલા વિરાજિતા ॥૨૪॥**

તેમણે વિચિત્ર ચંદનનું લેપન કર્યું હતું. બે વિચિત્ર વસ્ત્રો પહેર્યાં હતાં, પુષ્પો તથા આભરણો વિચિત્ર ધર્યાં હતાં. મુઠીમાં વિચિત્ર ભ્રમરોને રાખ્યા હતા, હાથમાં વર અને અભય ધર્યાં હતાં, અનેક ભ્રમરોવાળી ફૂલની માલાઓથી શોભી રહ્યાં હતાં. (૨૩–૨૪)

**ભ્રમરી ભિર્વિચિત્રા ભિર સંખ્યાભિઃ સમાવૃતાઃ ।**
**ભ્રમરૈર્ગાયમાનૈશ્ચહ્રીંકાર મનુ મન્વહમ્ ॥૨૫॥**

વિચિત્ર પ્રકારની અસંખ્યાત ભ્રમરોથી તે વીંટાએલાં હતાં. વારંવાર હ્રીંકારરૂપ મંત્રનું ગાયન કરતા કરોડો ભ્રમરાઓ તેમની ચારેબાજુ ઉડતા હતા (૨૫)

**સર્વાત્મિકા સર્વમયી સર્વમંગલ રૂપિણી ।**
**સર્વજ્ઞા સર્વજનની સર્વાસર્વેશ્વરી શિવા ॥૨૬॥**
**દૃષ્ટ્વાતાં તરલાત્માનો દેવા બ્રહ્મપુરોગમાઃ ।**
**તુષ્ટુવુર્હૃષ્ટ મનસો વિષ્ટર શ્રવસંશિવામ્ ॥૨૭॥**

સર્વના આત્મારૂપ, સર્વમય, સર્વમંગળ સ્વરૂપ, સર્વને જાણનારાં, સર્વને ઉત્પન્ન કરનારાં, સર્વરૂપ, વેદે પ્રતિપાદન કરેલાં અને સર્વનાં ઈશ્વરી એ જગદંબાને જોઈને સંભ્રમ

પામેલા બ્રહ્મા આદિ દેવતાઓએ હર્ષથી તેમની સ્તુતિ કરી. (૨૬-૨૭)

દેવાઊચુઃ ॥

**નમોદેવિ મહાવિદ્યે સૃષ્ટિ સ્થિત્યંત કારિણિ ।**
**નમઃ કમલપત્રાક્ષિ સર્વાધારે નમોઽસ્તુતે ॥૨૮॥**

દેવો બોલ્યા-"હે દેવી! હે મહાવિદ્યારૂપ! હે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારાં! તમને પ્રણામ કરીએ છીએ. હે કમલપત્ર સરખાં નેત્રવાળાં! હે સર્વના આધારરૂપ! તમને વારંવાર નમીએ છીએ. (૨૮)

નારાયણ ઉવાચ ॥

**ઇતિદેવવચઃ શ્રુત્વા પ્રગલ્ભં મધુરં વચઃ ।**
**ઉવાચ જગદંબા સામત્તકોકિલભાષિણી ॥૨૯॥**

નારાયણ કહે છે-આ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી મદોન્મત્ત કોયલ સરખાં સ્વરવાળાં જગદંબાએ મધુર વચન કહ્યું. (૨૯)

શ્રી દેવ્યુવાચ ॥

**પ્રસન્નાઽહંસદા દેવા વરદે શશિખામણિઃ ।**
**બ્રુવંતુવિબુધાઃ સર્વેય દેવસ્યાચ્ચિકીર્ષિતમ્ ॥૩૦॥**

દેવી બોલ્યાં-"હે દેવતાઓ! વરદાન આપવામાં શિરોમણિરૂપ હું તમારા ઉપર પ્રસન્ન થઇ છું માટે તમારે જે કરવાની ઇચ્છા હોય તે કહો." (૩૦)

**દેવી વાક્યં સુરાઃ શ્રુત્વા પ્રોચુર્દુઃખસ્ય કારણમ્ ।**
**દુષ્ટ દૈત્યસ્ય ચરિતં જગદ્બાધાકરં પરમ્ ॥૩૧॥**

આ પ્રમાણે જગદંબાનું વચન સાંભળતાં સઘળા દેવતાઓએ પોતાના દુઃખનું કારણ જેનાથી જગતને પણ મોટી પીડા થઇ હતી તે કહ્યું. (૩૧)

**શ્રુત્વા દેવ મુખાદ્વાણીં મહા ભગવતી તદા ।**
**પ્રેરયામાસહસ્તસ્થાન્ભ્રમરાન્ભ્રામરી તદા ॥૩૨॥**
**પાર્શ્વસ્થાનગ્ર ભાગસ્થા ન્નાનારૂપ ધરાં સ્તદા ।**
**જનયામાસ બહુ શોયૈર્વ્યાપ્તં ભુવનત્રયમ્ ॥૩૩॥**

દેવતાઓની વાણી સાંભળી મહા ભગવતીએ પોતાની આગળ અને પાછળ ઉડયા કરતા તથા પોતાના હાથમાં રહેલા અનેક રૂપવાળા કરોડો ભ્રમરાઓને મોકલ્યા કે જેથી ત્રૈલોકય વ્યાપ્ત થઇ ગયું. (૩૨-૩૩)

**તે સર્વે દૈત્યવંક્ષાસ્સિદારયામા સુરુદ્ગતાઃ ।**
**નરં મધુહરંયદ્વન્મક્ષિકાઃ કોપ સંયુતાઃ ॥૩૪॥**

જેમ મધપુડો લેનાર માણસને ચીડાએલી માખીઓ તોડી ખાય છે તેમ એ ભમરાઓએ સર્વ દૈત્યોની છાતીઓ તોડી ખાધી. (૩૪)

**ઉપાયોન ચ શસ્ત્રાણાં તથાઽસ્ત્રાણાં તદાઽભવત્ ।**
**ન યુદ્ધં ન ચ સંભાષાકેવલં મરણં ખલુ ॥૩૫॥**

તે સમયમાં શસ્ત્રોનો કે અસ્ત્રોનો ઉપાય ન રહ્યો, યુદ્ધ

કરવાની કે બોલવાની તક પણ ન રહી. માત્ર દૈત્યોનાં મરણજ થવા લાગ્યાં. (૩૫)

**આશ્ચર્યમે તદાશ્ચર્યમિતિ લોકાઃ સમૂચિરે ।**
**કિંચિત્રં જગદંબાયા યસ્યા માયેયમીદૃશી ॥૩૬॥**

દેવલોકો 'આ આશ્ચર્ય થયું ! આશ્ચર્ય થયું !' તેમ બોલવા લાગ્યા. જેની આવી અદ્દભુત માયા છે એવાં જગદંબા આવું ચરિત્ર કરે તેમાં કંઇ આશ્ચર્ય સમજવું નહિ. (૩૬)

**તતો દેવગણાઃ સર્વે બ્રહ્મ વિષ્ણો પુરોગમાઃ ।**
**નિમગ્ના હર્ષ જલધૌ પૂજયામાસુરંબિકામ્ ॥૩૭॥**

પછી હર્ષરૂપી સમુદ્રમાં ડુબેલા બ્રહ્મા અને વિષ્ણુ આદિ સર્વ દેવતાઓએ અનેક પ્રકારના ઉપચારોથી જગદંબાની પૂજા કરી. (૩૭)

**તતસ્તુષ્ટા મહાદેવી વરાન્દત્વા પૃથક્ પૃથક્ ।**
**સ્વસ્મિંશ્ચ વિપુલાં ભક્તિં પ્રાર્થિતાતૈર્દદાચતામ્ ।૩૮।**
**પશ્યતામેવ દેવા નામંતર્ધાનં ગતા તતઃ ।**
**ઇતિ તે સર્વમાખ્યાતં ભ્રામર્યાશ્ચરિતં મહત્ ॥૩૯॥**

પછી પ્રસન્ન થયેલાં જગદંબા તેઓના માગવા પ્રમાણે જુદાં જુદાં વરદાન તથા પોતામાં પરમભક્તિ આપીને, દેવતાઓ જોતાં છતાં અંતર્ધાન થઇ ગયાં. હે નારદજી ! આ પ્રમાણે ભ્રામરી દેવીનું મોટું ચરિત્ર છે. (૩૮-૩૯)

**પઠતાં શ્રૃણ્વતાં ચૈવ સર્વ પાપ પ્રણાશનમ્ ।**
**શ્રુતમાશ્ચર્ય જનકં સંસારાર્ણવતારકમ્ ॥૪૦॥**

પાઠ કરનારાઓનાં તથા સાંભળનારાઓનાં પાપોનો નાશ કરનારૂં, સાંભળવાથી આશ્ચર્ય આપનારૂં અને સંસારરૂપ સમુદ્રથી તારનારૂં છે તે સઘળુ તમોને કહ્યું. (૪૦)

**એવં શ્રી શક્તિકથાયાં સર્વ પાપ નાશનમ્ ।**
**દેવી મહાત્મ્ય સંયુક્તં પઠઞ્શ્રૃણ્વઝ શુભપ્રદમ ।૪૧।**

આ પ્રમાણે જગદંબાના મહાત્મ્યવાળી શ્રી શક્તિકથા કે જેનો પાઠ કરનારા તથા સાંભળનારાઓના પાપોને મટાડનારી છે તે પણ કહી. (૪૧)

**યશ્ચૈતત્પઠનેનિત્યં શ્રૃણુયાદ્યોઽનિશંનરઃ ।**
**સર્વ પાપ વિનિર્મુક્તો દેવી સાયુજ્ય માપ્નુયાત્ ।૪૨।**

જે માણસ આ શુભદાયી કથાનો સર્વદા પાઠ કરે છે અથવા શ્રવણ કરે છે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઇ જગદંબાના સ્વરૂપની સાથે જોડાઇ જાય છે. (૪૨)

ઇતિ શ્રી ભગવતી ભાગવતે મહાપુરાણે શક્તિકથાયાં
પંચમોઽધ્યાયઃ ॥૫॥

**શ્રી જગદંમાર્પણમસ્તુ ॥ શુભંભવતુ ॥**



# આરતી

જય આદ્યાશકિત મા, જય આદ્યાશકિત.
અખંડ બ્રહ્માંડ ઉપજાવ્યા; (૨) પડવે પંડે મા.
જયો જયો મા જગદંબે ૧

દ્વિતિયા બે સ્વરૂપ, શિવશકિત જાણું....મા; (૨)
બ્રહ્મા ગણપતી ગાવું, (૨) હર ગાવું હર મા–જયો જયો. ૨

ત્રતિયા ત્રણ સ્વરૂપ ત્રિભુવનમાં બેઠાં....મા; (૨)
ત્રયાથકી ત્રિવેણી, (૨) તું ત્રિવેણી મા–જયો જયો. ૩

ચોથે ચતુરાં મહાલક્ષ્મી, સચરાચર વાપ્યાં....મા; (૨)
ચાર ભૂજા ચો દિશા,(૨)પ્રગટયાં દક્ષિણમાં–જયો જયો. ૪

પંચમી પંચ ઋષિ, પંચમ ગુણ પદ્મા....મા, (૨)
પંચ સહસ્ત્ર ત્યાં સોહીયે,(૨)પંચે તત્વે મા–જયો જયો. ૫

ષષ્ટી તું નારાયણી, મહિષાસુર માર્યો....મા; (૨)
નરનારીને રૂપે, (૨) વ્યાપ્યાં સઘળે મા.–જયો જયો. ૬

સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી સંધ્યા....મા; (૨)
ગૌ ગંગા ગાયત્રી, (૨) ગૌરી ગીતા મા.–જયો જયો. ૭

અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા....મા; (૨)
સુરીનર મુનીવર જન્મ્યા (૨) દેવ દૈત્યો મા.–જયો જયો. ૮

નવમી નવકુળ નાગ, સેવે નવદુર્ગા....મા; (૨)
નવરાત્રીનાં પૂજન, (૨) કીધાં છે બ્રહ્મા.–જયો જયો. ૯

દશમી દશ અવતાર, જય વિજયા દશમી....મા; (૨)
રમાએ રામ રમાડયા,(૨)રાવણ રોળ્યો મા–જયો જયો. ૧૦

એકાદશી અગીઆરસ, કાત્યાયની કામા....મા; (૨)
કામદુર્ગા કાળીકા, (૨) શ્યામા ને રામા–જયો જયો. ૧૧

બારસે બાળારૂપ બહુચરી અંબા....મા; (૨)
બટુક ભૈરવ સોહે, (૨) તારા ચાચર મા-જયો જયો. ૧૨

તેરશે તુળજારૂપ. તું તારૂણી માતા....મા; (૨)
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ,(૨) ગુણ તારા ગાતા–જયો જયો. ૧૩

ચૌદશે ચૌદે રૂપ, ચંડી ચામુડા....મા; (૨)
ભકિતભાવ કંઇ આપો. સિંહવાહિની માતા–જયો જયો. ૧૪

પુનમે કુંભ કર્યા સાંભળજો કરૂણા....મા, (૨)
વસિષ્ઠ ગુરૂએ વખાણ્યાં,(૨)ગાઇશુભ કવિતા–જયો જયો. ૧૫

સંવત સોળે સત્તાવન, સોળસેં બાવીશમા. (૨)
સંવત સોળે પ્રગટયાં, (૨) રેવાને તીરે–જયો જયો. ૧૬

ત્રંબાવતી નગરી આઇ, રૂપાવતી નગરી....મા; (૨)
સોળ સહસ્ત્ર ત્યાં સોહે,(૨)ક્ષમા કરો ગૌરી–જયો જયો. ૧૭

શિવશકિતની આરતી, જે કોઇ ગાશે....મા; (૨)
ભણે શિવાનંદ સ્વામી,(૨)સુખસંપત્ત થાશે–જયો જયો. ૧૮



**નોંધ**–આરતીની સમાપ્તિ બાદ ઉત્તર પૂજન કરાવવું ને ત્યારબ નીચે પ્રમાણેનું ક્ષમાપન બોલવું.

# ક્ષમાપન



આવાહનં ન જાનામિ ન જાનામિ તવાર્ચનં ।
પૂજાંચૈવ ન જાનામિ ક્ષમસ્વપરમેશ્વરિ ॥
મંત્રહીનં ક્રિયાહીનં વિધિહીનં સુરેશ્વરિ ।
યત્પૂજિતં મયા દેવિ પરિપૂર્ણં તદસ્તુમે ॥
અન્યથા શરણં નાસ્તિત્વમેવશરણં મમ ।
તસ્માત્કારુણ્યભાવેન ક્ષમસ્વ પરમેશ્વરિ ॥
સાપરાધોઽસ્મિ શરણં પ્રાપ્તસ્ત્વાં જગદંબિકે ।
ઇદાનીમનુકંપ્યોઽહં યથેચ્છસિ તથા કુરુ ॥



